H. H. SIR SULTAN MOHOMED SHAH AGAKHAN,

G. C. S. I L L D. ETC.

**HAZAR IMAM.**



હાઝર ઇમામ.

હીઝ હાઇનેસ સર સુલતાન મોહમદશાહ આગાખાન.

જી. સી. એસ. આઈ. એલ. એલ. ડી. વીગેરે.

ધી ખોજા સિંધી પ્રી. પ્રેસ મુંબઈ ૯

# એલમ સાર સંગ્રહ
યાને
# રાગમાળા.

( શીઆ ઇમામી ઇસ્માઇલી સ્કુલોના માટે )

આવૃતી ત્રીજી — નકલ ૧૦૦૦

ઇસ્માઇલી સ્કુલોમાં ધાર્મીક કેળવણી લેનારાં
બચાંઓને એલમ ગીનાનના રાગ શીખવા
શીખવવા થોડા ખરચે સહેલ થાય માટે

છપાવી પ્રગટ કરનાર
## મુખી લાલજીભાઇ દેવરાજ.
ધી ખોજા સીંધી છાપખાનું
૧૧૩ પાલખી મહોલ્લા મુંબઇ નં ૯

સંવત ૧૯૭૯ ] કિંમત રૂ. ૧॥ [ સન ૧૯૨૩

આ બુક મેનેજર ગુલામહુસેન રાજનભાઇએ ધી ખોજા સીંધી
પ્રીન્ટીંગ પ્રેસ, ૧૧૩ પાલખી મહોલા, મુંબઇ નં ૯ માં
મુખી લાલજીભાઇ દેવરાજ માટે છાપા અને
મુખી લાલજીભાઇ દેવરાજે ધી ખોજા સીંધી
પ્રીં પ્રેસ ૧૧૩ પાલખી મહોલા, મુંબઇ
નં ૯ માં પ્રગટ કરી.

# પ્રસ્તાવના.

આ બુકનું નામ "એલમ સાર સંગ્રહ" યાને 'રાગમાળા" એટલા માટે રાખવામાં આવેલ છે કે આ બુકથી આપણા ઇસ્માઇલી દીનનાં ધારમીક પુસ્તકોના રાગો શીખવાને બચ્ચાંને અનુકુળ પડે અને આપણાં શાસ્ત્રોના ગ્રંથો કયા કયા છે તે સમજી શકાય.

આ બુક સીંધી સ્કુલોમાં ઘણી ઉપયોગી છે અને દરેક સીંધી સ્કુલમાં એક ફરજીયાત વિષય તરીકે દાખલ કરવામાં આવેલ છે. જ્યાં જ્યાં આ બુક દાખલ ન થઈ હોય, ત્યાં ત્યાં દાખલ કરવાની ભલામણ અમો કરીએ છીએ, કારણ કે આ બુકની અંદર દરેક ગ્રંથનો શરૂઆતનો થોડો ભાગ આપેલો હોવાથી તેટલાનો રાગ બચ્ચાં શીખી શકે અને તે બાદ કોઇ પણ પુસ્તક રાગથી વાંચવામાં હરકત ન નડે,

આ બુકની પહેલી તથા બીજી આવૃતી સીંધીમાં છપાએલ હતી તે ખલાસ થતાં આ ત્રીજી આવૃતી ગુજરાતીમાં સુધારા વધારા સાથે છપાવી છે અને કિંમતમા પણ પહેલાના કરતાં ઘટાડો કર્યો છે જેથી સ્કુલમા સીખતાં બાળકો ઉપરાંત દરેક નાના મોટાઓ આ બુકનો લાભ લઇ શકસે, અમો આશા રાખીએ છીએ કે પહેલી બે આવૃતી મુજબ આ ત્રીજી આવૃતીનો ઉપયોગ પણ દરેક સ્કુલમા છુટથી થશે.

મુખી લાલજીભાઇ દેવરાજ.



# આ બુકનાં ચીન્હોની સમજણ.



અમોએ દરેક ગ્રૂંથને મથાળે જુદી જુદી નોશાનીઓ મુકેલી છે તે એટલા માટે કે જે સાધન મળતી હોય તેનો રાગ એક સરખો છે. વિગત નીચે મુજબ:—

(*) (૧) અનત અખાડો (૨) ૯ જુગા.

(**) (++) (૧) મુમન ચીતવેણી યાને તો મુનીવરભાઇ મોટી, (૨) મુમન ચીતવરણી યાને તો મુનીવરભાઇ નાની, (૩) સલોકો મોટો, (૪) સલોકો નાનો.

(჻) (૧) મુમન ચેતામણી, (૨) ૧૦૦ ગીનાન ભાગ પહેલાનું ગીનાન આ બુકને પાને ૯૩

(+) (×) (૧) ખટ દર્શન (૨) મન સમજાણી નાની,

(::) (૧) ખટ દર્શનની વેલ (૨) જન્નતપુરી.

(××) (૧) ખટ નિરીંજન (૨) મુળબંધનો અછોડો (હંશ હંસલી)

(=) (૧) બુજ નિરીંજન (૨) ચંદ્રભાણ વેલ સાથે (૩) શુર ભાણ વેલ સાથે (૪) સતવેણી મોટી (૫) સતવેણી નાની (૬) સી હરફી (૭) સતવેણીની વેલ (૮) સતવરણી વડી (૯) મન સમજાણી વડી.

(++) (૧) બ્રહ્મ પ્રકાશ (૨) સો ક્રીયા.

(÷) (૧) બુદ્ધ અવતાર (૨) પરબ પાંડવાનો (૩) સતગુર નુરના પુતલા (૪) દસ અવતાર મોટો.

(॥) (૧) હસનાપુરી (૨) સો ગીનાન ભાગ પહેલાનું ગીનાન ૭૩ મું

ચાલુ વાંચન—(૧) રસાલો ઇમામ જાફર સાદકનો (૨) મુળ બંધ ૧૬ થળ (૩) નકલંકી ગીતા (૪) મુળ ગાવંત્રી (૫) ફિદીઆદ જવાંમર્દી (૬) ગીરભાવલી મોટી (૭) વીશ દોાલ (૮) બાવન ઘાટી (૯) આરાધના આઠ જોડીલા (૧૦) પીર હસન કબીરદીન અને કાનીપાનો સંવાદ.

તે સીવાયના બધા ગ્રન્થો અને ગીનાનોના રાગો જુદા જુદા છે.



# સાંકળીયુ.

# એલમ સાર સંગ્રહ

અથવા

# રાગમાળા.

અનત અખાડાના પાઠ ૯ (કુલ્લે પાઠ ૫૦૦)

રચનાર—પીર હુસન કબીરદીન. (*)

આશાજી જુગપતી જુગનાથ શ્રી ઈસ્લામશાહ,
હમ મન તેરે ઉમાયોજી;
કાયમ સામી હંસાજીના રાજા,
જંબુ દીપમેં શાહા આવો.... ... .. ...
હરી અનત અનત—હરી અનતેંજે સામી,
શાહા અનતેંજે અંત તુંહી જાણુજી;
એકને મારે શાહા એકને તારે,
એકને હરીવર આલે... ... ... ...હરી૦ (૧)
આશાજી ત્રીભોવર સામી શાહ તમે વર દાતા,
શેવા તમારી હમ લીઅણાજી;
સરવે જીવ તમારી શેવાએ લાગા,
તમે છો મધ સુધન દેવ... ... ... ...હરી૦ (૨)
આશાજી ભણે ગુર હરીચંદ્ર એહીજ વેનતી,
સરવ સુણો વધાયુંજી;
અમને વર દીયો તમે કાયમ સામી,
મહા વર રાજા મેડઓ દીદાર... ... ...હરી૦ (૩)

આશાજી ત્રેહે ત્રીભોવર કાયમ સામી,
વેનતી સુણો રાયજનજી;
પાછમે પુરખ અલખ લખાયા,
સોઈ અલખ અનત પરીયાણુ... .... ...હરી૦ (૪)
આશાજી ચડલા સુરજ તે કેમ છપે,
એમહી વીચારો લોકાજી;
જીવ પિંડ જેણે ત્રેહ લોક સીરજ્યા,
સો કેમ દુજા હોવે... ... ... ...હરી૦ (૫)
આશાજી અમે સુયાંતા તમે વર સામી,
શ્રેવા તમારી હમ લીઅણાજી;
વીનવું વીનવું બહુ રૂપે વીનવું,
હમ તેરે નામ પતીઅણાં ... ... ...હરી૦ (૬)
આશાજી ખણમાંહે સૃષ્ટી સીરજી ઉપાવો,
અને ખણમાંહે દુર ચુકાવોજી;
તારો અંત ન જાણે કોઈ,
કરે કિરતાર સો હોઈ... ... ... ...હરી૦ (૭)
આશાજી સેતર દીપ એરાક ખંડમાંહે,
ધરસર વધાયું અલી અવતર્યાજી,
અલીકો નામ નિરંજન બાણીએ,
શ્રી ઇસ્લામ શાહ જુગ પરવર્યા... ....હરી૦ (૮)
આશાજી અનત પરવ શાહા પેલા થાપ્યા,
નવે પરવે શાહા આયાજી;
કલમાંહે કાયમ કાલીંગા સંહારશે,
રખીએ શાહા પીરે મુખ પાયા... ... ...હરી૦ (૯)

# મુમન ચિતવેણી યાને તો મુનીવર ભાઇ મોટીના પાઠ ૧૦ (કુલ્લે પાઠ ૫૫૦)

રચનાર—પીર સદરદીન. (**)

તો મુનીવર ભાઈ આ પરથમ સામીજી પયદા કીયા,
એ ભાઈ જારે હતા તે ધંધુકાર;
તારે બીજો તે હતો કાંઇ નહિ,
અને એક હતા તે નિરાકારરે (૧)
તો મુનીવર ભાઇ તારે સામીજીએ તે મનમાંહે હેત ધર્યો,
અને સંસાર સિરજ્યાનું આચાર.
તારે મુખમાંહેથી ફીણનો ગોટો કાઢીયા,
તે માંહેથી કીધો તે ઈંડાનો આકારરે. (૨)
તો મુનીવર ભાઇ તે ઇંડા શાહે ઉપાવીયો;
અને તેને હાથમાંહે તે રાખીયો કેટલીક વાર;
ત્યાં સામીજી તે બેઠા અહંકારમાં,
અને ત્યાં ઇંડા ઉપરે તે ધર્યો પ્યારરે. (૩)
તો મુનીવર ભાઇ તે ઇંડો ઝુલાવે સામીજી આપણા હાથમાં,
અને તેનો કીધો બહુ વિસતાર;
તારે સામીજીના મનમાંહે એમજ આવીયું,
જે આ ઇંડામાંહેથી તે કરૂં ઉત્પતિ અપારરે. (૪)
તો મુનીવર ભાઇ તારે સામીજીએ તે મનમાંહે વિચારીયું,
જે આ ઈંડામાંહેથી તે શું શું કરૂં આકાર;
તારે સામીજીએ સાત તબક જમીનના ઠેરાવીયા,
અને દશ આસમાનનો તે રાખીયો વીચારરે. (૫)

તો મુનીવર ભાઈ તારે અહંકાર કરતા સામીજીએ ઇંડા
ઉંચો ચડાવીઓ,
તેમાંહેથી થયા તે દશ આશમાનના આકાર;
આ ત્યાંથી ઇંડા નીચો ચાલીઓ,
તેમાંથી થયા સાત તબક જમીનના તેણી વારરે. (૬)
તો મુનીવર ભાઈ ત્યાં સામીજીએ પોતાની કુદરતમાંહેથી
પયદા કર્યાં,
અને આ જમીં આશમાનનો આકાર,
તારે સામીજી તે ફીરી બેશી રહ્યા,
તે કેટલા જુગ એટલા નિરાકારરે. (૭)
તો મુનીવર ભાઈ તારે સામીજીએ પોતાનાં નુરમાંહેથી
ઉપાવીયા,
અને સામીજીએ ઓજી તે સિરજી સુરત ચાર;
આ ત્યાં એક બિંદ પોતાનું
અને એ પાંચેઈ તનનું એક તે અવતારરે. (૮)
તો મુનીવર ભાઈ એ ચાર સુરત સામીજીએ સિરજ્યા,
તેના જુઆ જુઆ નામ ધર્યાં સીરજણહાર;
આ તે તમે સાંભળો મુનીવરો,
આ તેનું તે કહું વીચારરે. (૯)
તો મુનીવર ભાઇ આપણા માથા મુબારકના મહમદ મુસ્તફા કર્યાં
અને મોલા અલી તે પોતે અલી અવતાર;
આ સીના મુબારકના તે હજરત બીબી ફાતમા,
અને નુરચશમ બે તેના હ. ઇમામ હસન વ હુશેન દીલ ઠારરે (૧૦)

## મુમન ચિતવરણી યાને તો મુનીવર ભાઈ નાનીના પાઠ ૧૧ (કુલ્લે પાઠ ૩૨૩) (**)

રચનાર—સઈયદ ઈદ્ર ઈમામ શાહ.

તો મુનીવર ભાઈ પરથમ અથર વેદ ગુર નર શાહાનુ સિરેવીએ,
તેને સિરેવંતા મનમાંહે શંક ન આણુ,
જો ગુર નરને કદ વિસવાસે અવશો
તો અમર થાયશે પ્રાણુરે. (૧)
તો મુનીવર ભાઈ અમરાપુરી તો પામીએ,
જો સીરેવીએ તપસી ગુર નર નુર,
જો એક મને ગુર નર શાહાને સિરેવીએ,
તો પ્રાછત થાયશે દુરરે. (૨)
તો મુનીવર ભાઈ કલજુગમાંહે સાચા તપસી ગુરનર સાચા જાણજો,
તે સતગુર આદિદેવ સાચા આપે;
તે ગુરનરને હોએ કરી જાણે આવરે
તે નિશ્ચે દોઝક જાયરે. (૩)
તો મુનીવર ભાઈ દોઝકથી તો છુટીએ,
જો સિરેવીએ ગુરનર શાહ;
જે ગુર ગતની નિત નિત સેવા કરે,
તે સહી અમરાપુરી જાયરે. (૪)
તો મુનીવર ભાઈ આજ ગુર ગત ગંગા કરી જાણજો,
તેનું ગુપ્ત વએ પરવાએ;
આજ જે કોઈ ગુર ગત ગંગામાહે સ્નાન કરશે,
ભાઈ તેનાં પ્રાછત જાયરે. (૫)

તો મુનીવર ભાઇ તમે સરવે મુખી મુસાફર એક ચિંતે સાંભળો,
અને સુણો મોક્ષ મુગતનું ઠામ;
ગુર ઇંદ ઇમામશાહે એવું ભાંખીયું,
એલમનું મુમન ચિતવરણી નામરે. (૬)
તો મુનીવર ભાઇ જે આ ગુર નરને એવસે સાચશું,
તેને હરી છે હજુર;
મુમન ચિતવરણી ચિત દઇને સાંભળે,
પ્રાછત થાય તેનાં દુરરે. (૭)
તો મુનીવર ભાઇ મુનીવર મુનીવર સબ કોઇ કહાવે,
પણ મુનીવરનો ભેદ ન જાણે કોઇ;
જેણે આ સતગુર પુરા સિરેવીયા,
આજ કલજુગમાં મુનીવર સોઇરે. (૮)
તો મુનીવર ભાઈ જે જીવતા મરતક હોઇ રહે,
અને દાનત રાખે ઠામ;
જે ગતમાંહે નિત નિત હાલ ગુજારે સાચસું
આજ તેનું મુનીવર નામરે. (૯)
તો મુનીવર ભાઈ આ કાયા કાલે ગળી જાયસે,
જેમ નદીએ વહે છે નીર;
જેસો શપનાતરનું પેખણું,
ભાઇ તેસો આ શરીરરે. (૧૦)
તો મુનીવર ભાઇ જેવું સપનાતરનું પેખણું,
તેવો આ સંસાર;
હવે કાંઇક સુકરીત કરજો બાવરે,
તમે મુરખ તજો અહુંકારરે. (૧૧)

## સુમન ચેતામણીના પાઠ ૧૧ (કુલ્લે પાઠ ૬૩૦)

રચનાર—સઇયદ ઇમામ શાહ. (*)

એજી આદ્ય નિરીજંન અવતર્યા,
તેનુ થાનક છે અશક ખંડમાંએ,
સતગુરે સોહી દેખાડીઆ,
તે છે વ્યાપક નવ ખંડમાંએ... ... ... ...
ચેતો રીખીસરો ગુર કહે સાચા સતગુરે એમ કહુયા. (૧)
એજી આલ અલીજીની તે કહીએ,
નબી મહમદ પીર મુસલે છે ત્યાંએ.
ઇસરે આલથી જે ભુલસે,
તેતો જાએશે દોજક માંએ... ... ...ચેતો૦ (૨)
એજી ઇસરે આલથી આલ ચાલીયા,
તેતો આવીયા કહેક નગરી માંહે
વિરચા અંગુઆ થાનક કહીએ,
શ્રી ઇસલામ શાહા બેઠા છે ત્યાંય... ... ...ચેતો (૩)
એજી જોમા જોમા માંહે એ નરજી કહીએ,
તેની સાંખ છે અલમ માંહે,
ચાલીસ સિપારા કુરાનના,
તે માંએ ત્રીસ છે દુનીયા માહેં... ... ...ચેતો૦ (૪)
એજી દસ સિપારા બાકી રહયા,
તે છે એ ઘર માહેં,
અથરવેદ તેને કહીએ,
તેની વાણી સતગુર મુખજ માહેં... ... ચેતો૦ (૫)

એજી આલ નબીજીની જુગમાંહે આવીયા,
તેણે તે કીધા એ ધરમ ઉપાય,
સતગુર ઇમામ શાહા એમ કહે,
તેતો આલ મહુમદની કહેવાય... ... ...ચેતો૦ (૬)
એજી નુરથી નુરજ પ્રગટયા,
તેનો વાસ છે નુરજ માંહે.
તેણે આ સતપંથ પયદા કીધા,
ખોજી કાઢયો કુરાનમાંહે... ... ... ...ચેતો૦ (૭)
એજી ચાર વેદ ચાર કિતાબ ખોજીઆ,
સતગુર સરવે ત્યાંએ.
ઇલમ અલ્લાહજીએ ભેજ્યા,
ફરદ ફરમાવીઆ ફુરકાન માંહે... .... ...ચેતો૦ (૮)
એજી ફરદ ફુરકાનેથી ઉપન્યા,
તેતો પરવર્યા પરોધમી માંહે,
શરીઅત તરીકત હકિકત તેની માલુમ છે,
મારફત માંહે. . ... ... ...ચેતો૦ (૯)
એજી મારફત માંહેથી કાઢી કરી,
તે તો આણીઓ ઇસ પંથ માંહે,
ત્યાં રહેણી રાખો નિસ્ટે કરી,
આપણા જીવને ત્યાંય... ... ... ...ચેતો૦ (૧૦)
એજી ઇસરે રેહેણીથી જે ભુલશે,
તેનુ ઠામ નહીંરે કીયાંએ;
તે તો ફેરા ફરે લાખ ચોર્યાશી તણા,
તે તો મોક્ષ ન પામે કીયાંય... ... ચેતો૦ (૧૧)

## સલોકા મોટાના પાઠ ૧૧ (કુલ્લે પાઠ ૨૪૦)

રચનાર—પીર શમ્સ. (**)



સતગુર કહેરે દીલમાંહે દેવલ પુજીયે,
અને દીલમાંહે દેવ દુઆર,
દીલમાંહે સાંઇયા આપે વસે,
અને દિલમાંહે આપે દીદારરે. (૧)
સતગુર કહેરે આપે હુરીયા લહેર હય,
અને આપે દેવ મોરાર,
આપે સબકું દેખત હય,
પણ અંધેકે મન દુરરે. (૨)
સતગુર કહેરે સતપંથી તે જે સતસું રહે,
અને બુરો ન રાખે મન,
સતપંથી તે સાચઃ કહીયે,
બાકી સરવે રદરે. (૩)
સતગુર કહેરે સતપંથી તે સુરા ધ્યાનસું,
અને સુરાને હય સુર,
તે ઉપર કોઈ ખનું કાઢે કહેરનું,
તોય સુરા ન છાડે સુરરે. (૪)
સતગુર કહેરે જેણે રંગ લીયા અમ તણા,
તેને કેસા હય ગુમાન,
જે જેવાં હોવે મોમનાં,
તે તેવો લાવે ઇમાનરે. (૫)

સતગુર કહેરે જેસા જીવ હોવે આપણા,
તેસા તું અવરાને બુજ,
જેણે પારકું દેખ્યા ભુંડકા,
તેતો આપે હોસે જુઠરે. (૬)
સતગુર કહેરે હીરા મોતી લાલ હય,
તે સબ બજાર ચોક વેચાય,
તે જેણે કાચ લીયા જઇને હાથમાં,
તેને લાલ મોતી ન સોહાયરે. (૭)
સતગુર કહેરે અમે સરવે જુગ દેખ્યા,
અને દેખ્યા સઉનાં મન,
જે મોમન જેવું બોલસે,
તેનું તન મન તેવું પ્રાણરે. (૮)
સતગુર કહેરે જેણે ધરમ જોયા સતના,
અને જોયા વેદ વીચાર,
તે ઇમાન રાખસે સતસું,
અને ગુર ઉપર રાખસે પ્યારરે. (૯)
સતગુર કહેરે જેણે વેદ જોઇને વીચાર્યું નહી,
અને તેનું વેદસું નહી કામ,
તે ઠાલા આયા ને ભુલા ગયા,
તેની વેદમાંહે નહી સાંખરે. (૧૦)
સતગુર કહેરે બ્રહ્મજ્ઞાન માહે જો રહયા,
વળી દાનત રાખે ઠામ,
તે તો સોળ કળાની જોતમાંહે,
તેને સુજે સરવે કામરે. (૧૧)

## સલોકા નાનાના પાઠ ૧૧ (કુલ્લે પાઠ ૧૨૦)

રચનાર—પીર સદરદીન.   (++)

---

સતગુર કહેરે પીયુ પીયુ તો સબ જીગ કરે,
પણ પીયુ ન પાવે કોય,
મુખ જપતાં જો પીયુ મીલે,
તો સીર સાટાં ન હોયરે. (૧)
સતગુર કહેરે સીર સાટાં જો કીજીયે,
અને રેણિ જગાઇયે આપ,
જીવ લગાઇયે જીકરસું,
તો સાચા સુરીજન પાઇરે. (૨)
સતગુર કહેરે પીયુ પીયુ તો જીવ જંત કરે,
અને પીયુ ન પાવે કોય,
જીભ જપતાં જો પીયુ મલે,
તો બગલા હંસજ હોયરે. (૩)
સતગુર કહેરે બગ હંસ બે પટુંતરા,
અને દીસે એક વરણ,
પણ બગ ચરે મન માન્યુ,
અને હંસ મોતી ચરનરે. (૪)
સતગુર કહેરે કાચ રતન બે પટુંતરા
અને કસતાં પાયે ભાવ,
કાચ કમાયો વીખ ભરે,
અને રતને અજવાલો હોયરે. (૫)

સતગુર કહેરે નુગરા સુગરા બે પટુંતરા,
સરવે સુરત એક સમાન,
પણ નુગરા ચહાવે દામકુ,
સુગરા સાહેબજીકા નામરે. (૬)
સતગુર કહેરે નામ લીયા સો અતી ઘણા,
અને પ્રેમ પીડા ન લાય,
એ તો ભુંઈ ઉપર લીપણા,
જેમ ફુટા આંડલ બજાયરે. (૭)
સતગુર કહેરે પ્રેમ ભગતી તો રદેહ વસે,
અને અંતર લેહ લગાય,
સાસ ઉસાસે એમ જંપીયે,
જેમ કાને સુરત ન જાયરે. (૮)
સતગુર કહેરે જીસમાંહે પ્રમાન પ્રગટયાં,
તિસે ગફલત હોવે દુર,
ત્યાં અંધારા શું કરે,
જ્યાં સતગુર કેરાં નુરરે. (૯)
સતગુર કહેરે નુરે મીંદર સમારીયાં,
અને નુરે રચ્યો આસમાન,
તે નુરમાંહેથી નુર પ્રગટયા,
તેનુ સતગુર નામરે, (૧૦)
સતગુર કહેરે અમે આવ્યા એહી લોકમાં,
અને લાવ્યા મુગતનું સુલ,
તે રંગ ભોગ બહુ પદમી પામીયા,
પણ થોડા આશક મુલરે. (૧૧)

## ખટદરસનના પાઠ ૫ (કુલ્લે પાઠ ૨૩૫)

રચનાર—પીર સદરદીન (+)

સામી તે જે સરજણહાર,
જીવ પીંડનો કરે નીસતાર;
દિલની વાતું જાણે જેહ,
સકલ જોત હંસ પ્રકાશે તેહ;
ભાંજે ઘડે નીપાવે જેઅ,
કહે ગુર સોહાદેવ સાચા સામી-કહીએ સોઅ. (૧)
સેવક તે જે સેવા સાર,
હરિ જપતાં લંગે પાર,
પરિગ્રહ વાચા પાલે જેહ,
સાચા સેવક કહીએ તેહ:
ગીનાન જોત જે ગુરથી ધરે,
પ્રેમ વીશી જીવના મરે,
સતગુર વાચા પાલે જેહ,
કહે ગુર સોહાદેવ સાચા સેવક-કહીએ તેહ. (૨)
વઇરાગી તે જેનું વનમાંહે વાસ,
ઘર નવ નાડીસું રહે ઉદાસ,
કીરીઆ તપસા તીરથ કરે,
પંજભુ જીતીને ભાવસું મરે;
પરમ હંસા પર ઉપકારી જેહ,
સોહાગ વઇરાગી કહીએ તેહ.
જુગત અહારી મારે કામ,

રૂપ સુરંગી લેવે નામ;
સુણી સબ્દ જે સીરસું સહે,
પ્રેમ પીડા પીઉસું રહે,
દોનું જંતર તુંબા તાર,
કહે ગુર સોહોદેવ સોહી વઇરાગી અપરમ પાર. (૩)
વીશ્નવ તેજે વરજ વરે,
સતગુર વચને જીવતા મરે,
પ્રેમ ભગતી પકડે જોય,
પોથા પોથી કરે ન કોય;
પ્રેમ પ્રકાસી વાએ તાલ,
ઘટ ઘટ દેખો એક દયાલ.
તિલક તુલસી તન મન લાય,
ઘર બેઠા ગુણ ગોવીંદનાં ગાય,
પ્રેમ દયા પ્રીત પાલે જેહ,
કહે ગુર સોહોદેવ સાચા વિશ્નવ-કહિએ તેહ (૪)
જંગમ તે જે જુગતે જાય,
દેવલ પુજે તીરથ નાય,
સતગુર વચને નામે શીસ,
તો ઘટ કલા પુરણ જગદીશ;
અંતર આવી ખોલે આપ,
તો નીસીજલ હોવે નાસે પાપ,
શામ તણી જો લેવે ગુફા,
સાચા જંગમ સોઇ નફા;
કામ ક્રોધને દેવે ગુરની આણ,
સો જંગમ આ જુગ પરમાણ,
સતગુર કહે મએં સબ જુગ જોય,
એસા જંગમ વીરલા કોય. (૫)

## ખટદરસનની વેલના પાઠ ૧૧ (કુલે પાઠ ૮૧)

રચનાર—પીર સદરદીન (::)

ત્યારે રાજાને મન ચીંતા ઉપની,
હવે શી થાયસે પેર,
પાવન કરવા પાંડવા,
સામી પધાર્યાં ઘેર. (૧)
ત્યારે વલતા તે રાજા ઓચરે,
અને સાંભળો કહું સત વાત,
પુત્ર વણસીયો પીતા તણો,
ખમીયા કરોને તાત. (૨)
ત્યારે ફરી અભીઆગત ઓચરે,
અને સાંભળો રાજા ધરમ,
રીસ અમારી ઉતારવા,
તમે બોલ્યા સત વચન. (૩)
તમારો જગન જાણીને અમે આવ્યા,
તમે પાંડવ સરીખા ભેદ,
ગુર હત્યા તમારી ઉતરે,
જો જગન કરો ગઉ મેદ. (૪)
ત્યારે રાજાને મન ચીંતા ઉપની,
અને દીલસું કરે વિચાર,
હવે ધરમ ભાંગો ક્ષત્રી તણો,
લોક લાજ ને કુલ ગાર. (૫)

ત્યારે ફરી અભીઆગત ઓચરે,
તમે સાંભળો રાજા રમ,
આજ્ઞા આલી અમે તમને,
તમે કાંયે કરો છો વીલંબ. (૬)
ત્યારે વલતા તે રાજા ઓચરે,
અને સાંભલો કહુ સત વાત,
વડ વડેરાને પુછીયે,
અને પુછીયે કુંતાજી માત. (૭)
ત્યારે પરવાર પુછયો પ્રેમસું,
અને સાંભળો સહુ વાત,
અભીઆગતે આલી આજ્ઞા,
તેનો નહી દીવસ નહી રાત. (૮)
ત્યારે સોહોદેવ રાયને પુછીયું,
પડો પંડિત કરો વિચાર.
અધ વીચાલે નાવ ભાંગી,
કહો કેમ ઉતરસું પાર. (૯)
ત્યારે વલતા તે સોહોદેવ ઓચરે,
દ્રોપદીને પુછો દ્રઢ,
વાગેસર વાણી એમ ઓચરે,
જેને વદને વરસે નુર. (૧૦)
ત્યારે રાજા થયા રવ રાતડા,
દ્રોપદીને પુછે વચન.
પ્રદક્ષિણા કરીને પ્રણામ કીધા,
તમે સાચું બોલો સતી જન. (૧૧)

## ખટનિરીંજનના પાઠ ૨૨ (કુલ્લે પાઠ ૨૬૦)

(રચનાર—પીર સદરદીન) (xx)

એજી અનંત જુગ આગે વહી ગયા,
ત્યારે આપોહી આપ નિરીંજન રહ્યા, (૧)
ત્યારે જમીન આસમાન ન હોતા કોઈ,
ત્યારે આપોહી આપ નિરીંજન સોઈ. (૨)
ત્યારે ધંધુકાર માંહે ધર્યા ધ્યાન,
ત્યારે હેતે ઉપાયા બ્રહ્મ ગીનાન. (૩)
ગીનાની ગીનાન વિચારી જોય,
ત્યારે આપોહી આપ નિરીંજન સોય. (૪)
ત્યારે જપતા જપતા બહુ જુગ ગયા,
ત્યારે આઠ લાખ કરણ અવીચલ રહ્યા. (૫)
ત્યારે આઠલાખ કરણ માંહે અપરમપર હરિ,
ત્યારે હેત ઇચ્છા મન માંહે ધરી. (૬)
ત્યારે આપણે હેતે પરિ બ્રહ્મ,
બીંબા કારણ લેવા આશ્રમ. (૭)
ત્યારે સીંતેર હજાર વરસજ ગયા,
ત્યારે બીંબા કારજ ભયા. (૮)
ત્યારે નિરીંજન નરે મયા કરી
સો બીંબ રાખ્યો નાભજ ધરી. (૯)
ત્યારે હસ્ત કમળથી કર્યા બ્યાસ,
અલખ નિરીંજન આપોહી આપ. (૧૦)
છત્રીસ જુગ ચોરાસી ચોકડીઉં એમ કરતાં ગયા,

ત્યારે એક ધ્યાનસું નર આપે રહ્યા. (૧૧)
ત્યારે સતપંથ તો અવિચલ રહ્યા,
સો બીંબ તો પરસોતમ થયા. (૧૨)
ત્યારે મચ્છ નીરાલંભ આસન કરી,
ત્યારે બ્રહ્માજી રાખ્યા નાભજ ધરી. (૧૩)
ત્યારે કર જોડી બ્રહ્માજી કહે,
સામી સુનકાળ માંહે આપણું એહ. (૧૪)
તુંહી માત તુંહી તાત કીરતાર,
તુંહી નિરીંજન નીરાકાર. (૧૫)
સત બોલો સામી સાચું કહો,
અમને ઉપાયા તે કારણ કહો. (૧૬)
ત્યારે આપ નિરીંજન બોલ્યા આપ,
બ્રહ્માને આલ્યો ત્રણ કાલનું જાપ. (૧૭)
એમ કરતાં ઉપાયા દેવ,
ત્યારે બ્રહ્માને આલ્યો મુગતનો ભેવ. ૧૮)
સુણો બ્રહ્મા શ્રવણ ધરી,
વાત અનુપમ કહુ ખરી. (૧૯)
કુદરતી એક કરીએ ખેલ,
જેમ આપ સમાને આપે બેલ. (૨૦)
જુગત કરો બ્રહ્મા જુગમાંહે જઈ,
સકલ વિધા તમને કહી. (૨૧)
ત્યારે કરજોડી બ્રહ્માજી કહે,
સામી જુગત કરૂં જો મુગતજ દેહ. (૨૨)

## ઝણુકારના પાઠ ૨૧ (કુલ્લે પાઠ ૪૮૭)

### રચનાર—સઈયદ ઇમામ શાહ (†)

એજી પુરખ પાછમથી અલી આવશે.
અને આવશે જંબુદ્વીપમાંહેજી. (૧)
એજી અનત દળ ત્યાં દઈતકે પાસે;
સોબી ચડકર આવેજી. (૨)
એજી મેજલે મેજલે દઈત કરે પીયાણા
એવી તરે સેન ચલાવેજી. (૩)
એજી તારે દઈત કાલીંગો ચરખટ કરશે,
એવી તરે સેન ફેરાવેજી. (૪)
એજી તેણે ચરખટે સોંસાર ફરશે.
તે તો દઈતને હરી કરી માનેજી. (૫)
એજી તારે દઈત કાલીંગો કરામત કરશે,
તેનો ભેદ સુણો મોમન ભાઈજી. (૬)
એજી પાણી મત્રીને દઈત ગીરત ઉપાવશે,
તે ગીરતના પરવ ચલાવેજી. (૭)
એજી વેલુ મત્રીને દઈંત અન ઉપાવશે,
તે અનના પરવ ચલાવેજી. (૮)
એજી ગારો મત્રીને દઈંત ગોળ ઉપાવશે,
તે ગોળના પરવ ચલાવેજી. (૯)
એજી પાન મત્રીને દઈંત પોપટ પઢાવશે,
તેને દઈંતનું નામ ભણાવેજી. (૧૦)
એજી મુઆ માણસ દઈંત કાલીંગો જીવાડશે,

તે કલમાં મારૂં બાપ દેખાડેજી. (૧૧)
એજી મેગા દમર દઈંત છત્ર ફળાવશે,
ત્યાં ટાઢા ટાઢા વાહા હોળાવશેજી. (૧૨)
એજી ત્રાંબીએ રોટી દઈંત કાલીંઆ વેચાવશે,
ત્યાં સોના મહોરે રોટી સાહેબ કરશેજી. (૧૩)
એજી એવારે ચેન જારે દઈંત કરશે,
ત્યાં બહુ સંસાર ફરશેજી. (૧૪)
એજી સાંભળો મોમન તમે ચેતજો,
એ છે સરવે સવા પોહોર સુધીજી. (૧૫)
એજી તારે હાંક મારીને ઓલા અલી ઉઠશે,
તે સેન મેલાવશે અપારજી. (૧૬)
એજી ત્યાં પાંચે કરોડશું રાજા પહેલાજ આવશે,
તે તો શાહાનું ફરમાન માનેજી. (૧૭)
એજી ત્યાં સાતે કરોડશું રાજા હરીશ્ચંદ્ર આવશે,
તે તો શાહાનું ફરમાન માનેજી. (૧૮)
એજી નવે કરોડશું રાજા જુજેસ્ઠણ આવશે,
પાંચ પાંડવ તેને સાથજી. (૧૯)
એજી સતી કુંતાજી માતા આવે,
દ્રોપદી રથ બેઠજી. (૨૦)
એજી ત્યાં બાર કરોડશું પીર સદરદીન આવશે,
તે તો શાહાનું ફરમાન માનેજી. (૨૧)
એજી અનત કરોડસું પીર હસન કબીરદીન આવસે
તેતો સાચા મુનીવર સાથેજી, (૨૨)

## મનસમજાણી નાનીના પાઠ ૨૨ (કુલ્લે પાઠ ૩૩૭)

રચનાર—સઈયદ ઈમામ શાહ (×)

મુસલમાન મુસે બિન સબ ખોયા,
આપસકું મુસા કર ન જોયા; (૧)
જો મુસલમાન મનમાં સાચા હોતા,
તો આપસકું મુસા કર જોતા, (૨)
પહેલી કીલી મુસલમાનકી વેઇ,
કે હકમાં દીલ રાખે આપસકે તઇ; (૩)
દુજા ઇમાન ડોરજ રાખે
તો જાહેર શરાબથી તોબા આંખે; (૪)
મુસલમાન જુગમાં જુઠા કભી ન બોલે,
સત રાખેને પાપકું બોલે; (૫)
કુફર સારા કાટ કર નાંખે,
નિત ઉઠી કલમેગું જાગે; (૬)
પીર ન બુજે સોરે અંધા,
પીર પીછાને બીના અવરા ધંધા; (૭)
કે હિંદુ દેવલ દેરે જાવે.
લઈ ફુલ પથરકુ ચડાવે; (૮)
જો વે પથરમાં સાચજ હોવે,
તો પહેલે ટાંકણુ દારેકુ ખાવે; (૯)
મુસલમાન મસીતમાં ફીરે,
મુજ દેખે બીના મુજીદા કીસકું કરે; (૧૦)
કાંહાસુ મેમાન ઘરકું આયા,

ઘરકા ધણી ઘરંમે ન પાયા; (૧૧)
વે ખાલી ઘર દેખી મહેમાન પસ્તાયાં,
એસા હીન્દુ મુસલમાન દેનુ ફેરા ખાયા; (૧૨)
નબી મહમદ એસી હીકમત કીતી,
આપણી ઉંમત ચુણ ચુણ લીતી; (૧૩)
કીયા હીન્દુ કીયા મુસલમાન,
મુજ ભાવે જીને મુજે પીછાન; (૧૪)
મેં ઇસ દુનીઆકે ભીતર રહું,
મેં આછે માણકચુણ ચુણ લઉં; (૧૫)
જો મેં ખોટા માણકકું લેતા,
તો કીઆમત કે દીન જવાબ કયા દેતા? (૧૬)
જો ઉંમત મેરી સાચી હોવે,
તો મુજબીના એક તીલ કયું રહેવે? (૧૭)
જેસી મછલી પાણી બીન રહેવે,
બહાર કહાડો તો જીવડા દેવે; (૧૮)
એસા બંદા મુજ શનાખતમે રહેવે,
તો વહી ઉમ્મત મેરી હોવે. (૧૯)
સલેમાન પેગમ્બર સાચારે ભાઇ,
ઉસે ઉમ્મત મેરી મેં દીખલાઇ; (૨૦)
કબીરીયા રામ રહેમાનકુ દેવે,
વેહ મુસલમાન કીયું કર હોવે; (૨૧)
રામ રહેમાન એક ગુસાંઇ,
મુરખ લોક તે મરમ ન પાઇ; (૨૨)



## બુજ નિરીંજનના પાઠ ૨ (કુલ્લે પાઠ ૩૩)

રચનાર—પીર સદરદીન. (=)

અતિ અચરત કહું એક પહેલી,
જીસથી હોવે વાટ સ્હેલી. (૧)
પીયુ છાના કયું પ્રગટ આયા?
કહોને કોન પીયા ભેખ ફીરાયા.? (૨)
"લા" થી ઉન જાત કહાવે,
જાકી બાત કહી ન આવે. (૩)
ડુબકી લે લે કે ગોથા ખાવે,
પીર પયગમ્બર તોય ન પાવે. (૪)
મહા અગમ સમુદ્ર કહાવે,
જાકો પાર કોઈ ન પાવે. (૫)
જો ઇસ સમુદ્રમાં ડુબકી ખાવે,
મર જીવ્યા હોય સો માણક લાવે. (૬)
ડુબકી લે લે જનમ ગુમાવે,
વો યાંકો થાક કબુએક પાવે. (૭)

રે તુંહી મારા સાચા સાંહીયા પીયુજી તુંહી
નિરાલા નિરીંજન કહિએ,
નિરાલી કહીએ કુછ બાતરે;
ગુંગે સ્વપ્ના પાયા,
સમજ સમજ પસ્તાયરે. [૧]

ન્યારી થે ન્યારી કર કર માને,
યાં ગત થે કુછ વ્હાં પીછાને. (૧)

સબ સફાયતું જાકું પાવે,
સો સફાયત કુન વેદીત કહાવે. (૨)
રૂપ અનુપ અનેક દીખાવે;
ભાત ભાત પીયા ભેખ ફીરાવે. (૩)
એન દોમાં વેહદત કહીએ.
જાંકુ દો સફાયતસું લહીએ. (૪)
જામે જા ઈસમહી હોઈ
કહે અલુપ વત હોઇ સોહી. (૫)
રબ જહાં તપસી રજા હોઈ,
તહાં બુજે બુજણહારા કોઇ. (૬)
રે તુંહી...
જેને રંગને રૂપ નહી,
નહિ કુછ નામ ને ઠામરે.
સો ગુપ્તા પ્રગટ ભયે,
લાખ ધરો તીસ નામરે. [૨]



## બ્રહ્મ પ્રકાશના પાઠ ૨૨ (કુલ્લે પાઠ ૧૫૦)

રચનાર—પીર શમ્સ (++)

સત શબ્દ હુએ ગુરૂ હમારા,
તાકો લખે ન યો સંસારા. (૧)
સત શબ્દકા કરો વીચાર,
પીર શાહા કહોજી વારમવાર. (૨)
પ્રથમ ધ્યાન રસનાસું કીજે,
નીશદીન પીર શાહ પીર શાહ ભણીજે. (૩)
તીન માસ રસના વીચ રહયા,
પીછે નામ બ્રહ્મ સો કહ્યા. (૪)
નામ લેતાં ભયા પ્રેમ પ્રકાશ,
તબ ઉપજ્યા મન વિશ્વાસ. (૫)
કહો પ્રેમ લખશકે સારે ભાઈ,
ગુપ્ત ભેદ કહું પ્રગટ બતાઈ. (૬)
ગદ ગદ લહેરી પ્રેમકી ઉઠે,
તાં વીચ શ્રી મુખકી છુટે. (૭)
હોત ગલ ગલી સુખમેં અગાઈ,
તાં વીચ મનવા રહ્યા સમાઇ. (૮)
ચલે ત્રટ જાંહા પ્રેમકી ધારા,
પીવત પ્રેમ હોવત મતવારા. (૯)
છકીકર બકીઆ અનભે બાની,
દુર પહોંચેકી યેહી નીશાની. (૧૦)
બ્રહ્મ સુખકી કાહા કહું વડાઇ,

મહીમા અધીક કહી નવ જાઈ. (૧૧)
પોથી પતરા વાંચી સુનાવે,
વા સુખકો ગતી વે નહિ પાવે. (૧૨)
જટા જુઠ કહાવે ભગવાના
વે સુખ ઉનતે રહયા છાના. (૧૩)
જતી રાખ મતા ખાલી રહયા,
વા સુખકા રંજ ભેદ ન લહ્યા. (૧૪)
જોગી હોકે જુગતી ન પાઇ,
ઉનતે વે સુખ રહ્યા સમાઇ. (૧૫)
જંગમ નીસદીન વિશ્વાસ ધીઆવે,
વા સુખકો કબહુ ન પાવે. (૧૬)
જીંદા હોકર જદ નહિ દરસે,
કહો વા સુખકો કયસે પરસે. (૧૭)
અડસઠ તીરથ દેહ નવાઇ,
વે સુખકી વે ખબર ન પાઇ. (૧૮)
ખટ કરમ ત્રીપણુ કરો આચારા,
વે સુખ ઉનતે રહ્યા નીઆરા. (૧૯)
દુધાધારી નાગા મુની,
વા સુખ પાખે કાયા સુની. (૨૦)
પથરા પુજે ઘંટ બજાવે,
વા સુખકું સપને નહી પાવે. (૨૧)
ગાય વજાડે તોડે તાના,
વા સુખકા વે મુલ ન જાના (૨૨)



## બુદ્ધ અવતારના પાઠ ૨૨ (કુલ્લે પાઠ ૫૨૫)

રચનાર—પીર સદરદીન (÷)

---

નવમુ રૂપ હરો બુધ અવતાર,
મુગલી રૂપ ધર્યો મુરાર (૧)
મુખ ચીંચા પગ વાંકા જાણ,
પગે કોશ પહેરે દીવાણ. (૨)
છુરી કટારી બાંધે તરવાર તીર,
કમાન બાંધી ચડાવે હો મીર. (૩)
ગોરત કોઢ શરીરે વહે,
પાસે કોઇ ઉભો નવ રહે. (૪)
દુરગંધ ગંધાવે શરીર,
એસો રૂપ ધર્યો જગદીશ. (૫)
એવો રૂપ ધર્યો જાદુરાય,
પાંડવોને દ્વારે પોતા જાય, (૬)
પાંડવ જયાં હોમ જગનજ કરે,
ત્યાં બેઠા બ્રાહ્મણ વેદ ઓચરે. (૭)
ત્યારે લાગ્યો કલજુગ ને દ્વાપર ઉતર્યા,
દેવ રખીસર ઠામ છોડી ગયા. (૮)
કલજુગ માંહે બહુ પાપ કે'વાય,
તેથી દેવ રખીસર ઠામ છોડી જાય. (૯)
ત્યારે જુજેષ્ઠણ કરે વિચાર,
પુછે બ્રાહ્મણને વેદની સાર. (૧૦)
સુણો બ્રાહ્મણ જુજેષ્ટણ કહે,

કોરવોકો પાપતે હમ શીર રહે. (૧૧)
ક્ષોણી અઠારનો હુવો નીખેદ,
તેનું હમ શીર જણાણું પાપ. (૧૨)
સુણો બ્રાહ્મણો હું પુછું ભેવ,
કેસો પાપતણુ હોવે નીખેવ. (૧૩)
કહે બ્રાહ્મણ સુણો હો રાય,
માંડો હોમ જગન એણે ઠાંય. (૧૪)
સેજ્ઞ બ્રાહ્મણ વરજો હો રાય,
મન ઇચ્છા ભોજન દયો અતિ ભાય. (૧૫)
સોવન પાત્ર સેજ્ઞ દો નિત,
એસો જગન કરો એક ચિત. (૧૬)
એસો બ્રાહ્મણ કહ્યો ભેવ,
તો પાપતણુ હોવે નીખેવ. (૧૭)
બ્રાહ્મણને વચને પાંડવ ભુલ્યા જાય,
માંડયા હોમ જગન તેણે ઠાંય. (૧૮)
બ્રાહ્મણ વચન બોલ્યા સાર,
સુણો જુજેષ્ઠણ કરો વિચાર. (૧૯)
ચંડાલ એક આવે એણે ઠાંય,
તે જગનમાંહે કરે ઉપાય. (૨૦)
જગન તણું જે વીધ્વંસવા કરે,
એ સો જોતક એમ ઓચરે. (૨૧)
પેહેરો પ્રાલે મેલો એણે ઠાંય,
ભલા બુરા ન પાવે જાય. (૨૨)

## નાના દશ અવતારમાંથો અવતાર (૨)

રચનાર—પીર સદરદીન (/)

શ્રી પીરેથમેં શ્રી પીરેથમેં મછ રૂપે લીધો છે અવતાર, માયા માંડીને જુગ શામ ધર્યા તારે ગુર બ્રહ્માજીના વેદ છે ચાર, તે સંખો દાણવ વેદ હરી ગયો.

સંખો દાણવ વેદ હરી જાએ,
તેની વારે શ્રી નારાયણ થાએ.
જઈ રહયો સંમુદર માહે,
તારે મછ રૂપ ધર્યો મુરાર.
નાસતો સાહેઓ હાથ,
તારે બોલ્યા શ્રી જગનાથ.
પેસંતો ઝાલ્યો હાથ,
કાંડો ગ્રહયો શ્રી જગનાથ.
કહે તુંને ખણુ ન મેલુંરે હાથ,
તારે કર જોડીને લાગો શાહાને પાય.
શાહા ત્રુઠો તું વર માગ,
તતખણુ મેલીઆ છે હાથ.
શાહા ત્રુઠો શ્રી જગનાથ.

હો મારા સામીજી આદ નારાયણે સંખો હણયો, તારે મછ રૂપે શ્રી માહાવ અવતર્યો; શ્રો મછની માતા તો સંખાવતી, પીતા તો પ્રેમરૂખ, ગુરૂ તો માનધાતા; સખતી તો ચંદ્રકાદેવી, ચાર લાખને બત્રીસ સેહેસ્ત્ર શ્રી મછ રૂપે નામ ભણાવીઆ જી અલા જી અલા. (૧)

શ્રી બીજમાંહે શ્રી બીજમાંહે કોરભ રૂપે લીધો છે અવતાર, બાર પીરોથમીનું શાહા મોરે પીઠેસું ઝાલ્યો, તારે મેર પરબતનો કીધો છે રવાયો, વાસંગ નાગ શાહા મોરે નેત્રેસું મરોડીઆ.

તારે દેવ મીલીઆ છે તેત્રીસ કીરોડ,
એક મોરે તે વીર લોચન રાએ.
બીજી મોરે તે માહાબલ થાએ,
તારે મથીઓ મહાવ સમુદ્ર.
હરી ઓધર્યાં નવ ખંડ,
આણીઆ તે અંભરત જેહ.
આણી કાઢયા અંભરત નુર,
પાયા તે ચંદ્રમા નેસુર.
ચંદ્ર સુરજ પાયા બેહ.
રાહિ ઉપર માંઢી છે રીસ,
શાહા છેદવીઆ તેના શીશ.

હો મારા સામીજી શ્રી બીજ માંહે મારો તું શ્રી પરમેશ્વરા; શ્રી બીજ માંહે શ્રી બીજ માંહે કોરભ રૂપે લીધો છે અવતાર, શ્રી કોરભની માતા તો કમલાવતી, પીતા તો ત્રીકમરૂખ ગુરતો એકારખ, સખતી તો અજીઆ દેવી, ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર શ્રી કોરભ રૂપે નામ ભણાવીઆ જી અલા જી અલા. (૨)



# મુળબંધનો અછોડો અથવા હંસ હંસલીના

## પાઠ ૨૨ (કુલ્લે પાઠ ૫૦૫)

રચનાર—પીર શમ્સ (xx)

સતગુર ઇમામ કેવળાશી જાણુ,
નરનંદ ગોકુળ ગોવીંદ વખાણુ (૧)
સુનકાળમાંહે છે નામ,
તે બાળક વીમરસ લખ્યું પ્રમાણુ. (૨)
ગુર સમશે કર્યો છે વીચાર,
તે બાળક વીમરસ લખ્યા નીરધાર. (૩)
એ ગુરનર ઇમામ કેવળાશી નર અલી જાણુ,
તે ગુર કેવળાશી સતગુર બ્રહ્મા પ્રમાણુ. (૪)
પેલા કરતા જુગમાં આવ્યા પ્રમાણુ,
સુન કાળમાં ઇમામ કેવળાશી જાણુ. (૫)
કરતા જુગમાં સતગુર બ્રહ્માજી નામ,
તે ગુર કરશે જીવોના કામ. (૬)
સુન કાળથી રચ્યા કલપ ચાર,
ત્યાં ભગત અનત કરોડી છે અવતાર. (૭)
હરીના ગુપત અવતારનો અંત ન પાર,
તેની સાખ છે મુળબંધમાં સાર. (૮)
જ્યારે કલપમાં ગુરનર રચના કર્યા,
ત્યારે અનત દેવ હરાયે ત્યાં ઓધાર્યા. (૯)
પછે કલપની ઘડીયું રહ્યું છે ચાર,
તે માંહે હરીયે ધર્યા છે અવતાર. (૧૦)

નરનંદ ગોવીંદ ગોકુળ વખાણુ,
તે નરસીંગ રૂપ ધર્યાં છે નારાયણુ. (૧૧)
ગુર ઈમામ કેવળાશી અવતાર,
તે ગુરનું નામ અમરતેજ સાર. (૧૨)
તે નરસંગ રૂપે કીધાં છે કાજ,
તારે ભગત ઓધર્યા રાજા પહેલાજ. (૧૩)
મુળબંધનો વીચાર લખ્યો છે જાંણુ,
પાછલો કડવો લખ્યો છે પ્રમાણુ. (૧૪)
ગુર સમશની વાચા સાંભલો મુનીવરો,
રાજા પેલાજનાં વખાણુ સાંભલો મુનીવરો. (૧૫)
જ્યારે કરતા જુગમાં રાજા પેલાજ અવતર્યા,
તારે બ્રાહ્મણુ દેવચંદ:ને પુછ્યા. (૧૬)
સાંભલો દેવચંદ અમારી વાત,
કુંવર જન્મ્યો છે આજ રાત. (૧૭)
તેના જનમની જનમોતરી કરો,
કુંવર નામની ગોતજ કરો. (૧૮)
મુળ નક્ષત્ર ને બુધવાર,
તીથી આઠમને માગશર માસ સાર. (૧૯)
સાંભલો હરણાકંસ હમારી વાત,
તે કુંવરથી ઉપજશે તમને ઘાત. (૨૦)
તારે રાણીને મોહોલમાંથી દીધી શીખ,
તેની વારે આવ્યા શ્રી જગદીશ. (૨૧)
તારે રાણીને આલ્યો વનવાશ,
તારે શ્રી નારાયણુ આવ્યા રાણીને પાસ. (૨૨)

## ચંદ્રભાણ વેલ સાથે તેના પાઠ ૩ (કુલ્લે પાઠ ૬૨)

રચનાર—પીર શમ્સ. (=)

પહેલા નામ અલ્લાહકા લીજે, ૧
દુજા કલમા મહમદકા કીજે; ૨
અલ્લાહ મહમદ એક ભણીએ, ૩
ગુરનર ગતમાં નિતો નિત મીલીએ; ૪
ગિનાન ગુરનર તણાં સુણીયે, ૫
પીર શાહ નામ નિતો નિત જપીયે; ૬
સાચા નામ નબી કીલાવે, ૭
તબ શાહાકા દરશણ પાવે; ૮
દીલ અપના શાહાસું લાવે, ૯
સાચા સાહેબસું નેહ આવે. ૧૦

રે તુંહી સાચા સાંહીઆ પીયુજી.
શાહાસું નેહ લાઇએ,
અને મહમદ માનો સાચરે;
ચીત્ત મન એક કરો,
તો દરશન દેવે આપરે. [૧]

દરશન શાહા આપે દેવે, ૧
જો નીત નામ સાહેબકા લેવે; ૨
શાહાસું નેહ અંતર કરોએ, ૩
ગુરનરકા ગુણ ગણીએ; ૪
નીત નીત ગતમાંહે મીલીએ, ૫
સાહેબકું દીલમાં ધરીએ; ૬

કીરીયા કરતવ કરણા, ૭
જીવી જીવીને આખર મરણા; ૮
એવા મુનીવર વરીએ, ૯
જુગમાંએ હોએ તડ તરીએ. ૧૦

રેતુંહી...

ગુરનરસું હેત ધરોરે મુનીવરો,
તો સાહેબ હય હજુરરે;
પાક કરો દેહીકું,
તો હેવો નુરે નુર રે. [૨]

નુર પેહી હુએ નીરવાણ, ૧
નુરે રચીયો આસ્માન; ૨
નુરેથી નીપના નુર, ૩
નુર નબી પાક પરવર; ૪
નુરે અરશ કુરસી જાણ, ૫
નુરે મોમન હુએ પરમાણ; ૬
નુરે તજલ્લા નુરમાંહે બેઠા, ૭
નુર નીરમલ મીંદર પેઠા; ૮
નુર પરગટ નુર દીઠા, ૯
સાહેબ નામ સબથી મીઠા. ૧૦

રેતુંહી...

સાહેબ નામ સમરીએ,
અંતર વરસે નુરરે;
પ્રેમ રસ ચાખીએ,
તો આનંદ હોવે ભરપુરરે. [૩]

સુરભાણુ વેદ સાથેના પાઠ ૩ ( કુલ્લે પાઠ ૧૨ )

રચનાર—પીર શમ્સ. (=)

સાચી વાટ સતકી કહાવે, ૧
સાચ વિના કો પાર ન પાવે; ૨
કસ કસોટી રખીસર સહેવે, ૩
કસણી વિના પાર ન લહેવે; ૪
સાચી વાટે સુધા કહાવે, ૫
પીરશાહા વિના પાર ન પાવે; ૬
સાચી વાટ જગમાં કહીએ, ૭
કસોટી વિના પાર ન લહિએ; ૮
સાચા સુધા જગમાં રહીએ, ૯
વીખડા મારગ એમ લહીએ. ૧૦

રે તુંહી...

વીખડો મારગ દોહેલો,
કસ કસોટી સાચરે;
ડર પીયુનો લાવીએ,
છોડો ભીરાની આશરે. [૧]

જુગ ધુતારી એહી દેહા, ૧
એણે ખોઈઆ પીયુસું નેહા; ૨
સાચા સુધા રખીસર કહાવે, ૩
ગુરનર વિના પાર ન પાવે; ૪
તત્વ રેણી જુગમાં આણી, ૫
ભુલી મ જાઓ મુરખ અજાણી; ૬

પ્રીત કરો પીયુસું ધ્યાન, ૭
ગુરનરસું રાખો ઇમાન; ૮
તેને સાચા રખીસર કહીએ, ૯
મોહ માયાસું દુર રહીએ; ૧૦

રે તું'હો...

મોહ માયા બલી જાસે,
કાં થાઓ નીરાશરે;
એક મના સીરેવીએ,
જુગના ઉતરે પાપરે. [૨]

કસણી કરે દોજક ન જાવે, ૧
વચન સીર ઉપર લાવે; ૨
સાચા મારગ પીયુસું રહોએ, ૩
પ્રેમ પ્રીત માંએ લહીએ; ૪
અપની દેહી અગન બાહોએ, ૫
ખરી કસોટી પીયુસું લાહીએ; ૬
ચીતમાં ચેતી વણજ કમાવો, ૭
વણજ કરો બહેસ્તે જાઓ; ૮
પ્રીતે દેહડી આપ કસાવો, ૯
કસ કસોટે સુરીજન પાઓ. ૧૦

રેતું'હી...

કસોટી કીજે જુગમાં,
સરવે જાવે પાપરે;
આલ ઈમામ સીરેવીએ.
સોહેલા હોવે આપરે. [૩]

## જનતપુરીના પાઠ ૧૧ (કુલ્લે પાઠ ૧૫૮)

રચનાર—સઈયદ ઈમામ શાહ. (::)

એજી પીર ઇમામ શાહ ગિનાનજ બોલીયા,
અને બોલીયા તે અંમરત નુર;
પાતી વેંચી તારે પાસે ન હોતા,
નહી હોતા રે હજુર. (૧)
એજી સંવત પંદરસો પંચોતેર,
અને કારતકનું માસ;
તારીખ સતરમી જોમુ સીપારીઓ,
પીર હસન કબીર દીન આપ. (૨)
એજી પ્રભાત વેલા જોમું સીપારીઓ,
અને સીપારીઓ ઉંચજ માંએ;
તારે જનાજો લઇ ગુરનો ચાલીઆ,
અને ચાલીયા છે ત્યાંય. (૩)
પીર ઇમામ શાહા સાંભલીને ચાલીઆ,
અને પોતા તે જનાજે પાસ;
અટકાવી જનાજો એમ બોલીયા,
અમને પાતી ન દીધી બાપ. (૪)
તારે ભાઇઓ મિલીને વીચાર્યું,
અને વીચાર્યું સરવે સંસાર;
જે પીર ઇમામ શાહા ઘેલા થયા,
તે હસાવે લોક અપાર. (૫)
એજી સાત ઉંચના લોક મિલીયા,

અને મિલીયા તે સરવે સંસાર;
તે રૂમાલ લઇને હસવા લાગા.
તે હસીઆ અનત અપાર. (૬)
સાંભલો ઇમામ શાહા ભાઇઓ કહે,
તમને કહો તે સાચો કાજ;
પણ આ વેલા છે ખરચની,
તમે પાંતી માંગો છો આજ. (૭)
એમ કરતા સવા પોર દીન ચડીઓ,
અને રોકીયા તેણે ઠામ;
તારે લોક સરવે ભુખ્યા થયા,
તીયાં થયો છે એવો કામ (૮)
તારે પીર ઇમામ શાહા અરજ કરે.
અને કરે બાપને સાથ;
પિતાજી વિલંબ ન કીજીએ,
અને લોક કરે છે હાંસ. (૯)
તારે સંધુક માંહેથી સતગુરુએ,
અને કાઢીઓ પોતાનું હાથ;
સંસાર સરવે દેખતા,
એક તસબી આલી ઇમામ શાહાને હાથ. (૧૦)
વલતા ઇમામ શાહા બોલીયા,
અને મુખસું એવી વાણ;
એક તસબી લઇ નવ જાઇસું,
પિતાજી કાંઇક બીજુ આલો પ્રમાણ. (૧૧)

## હસનાપુરી વેલ સાથેના પાઠ ૨૦ (કુલ્લે પાઠ ૨૪૯)

રચનાર—પીર હસન કબીરદીન (॥)

જીરેભાઇરે પેલે કીરતા જુગમાંહે ઇશ્વર હરે હર નામ ભણાયા,
ગુર ભીરમા તે સતગુર ભીરમા કહાવ્યા હો જીરેભાઈ. (૧)
જીરેભાઈરે પુરખ ઉત્તમ મચ્છ, કોરભ, વારા, નરસીંહ
રૂપે શાહા નામ ભણાવ્યા
તે તો નામ રીખીસરે લાધો હો જીરેભાઇ. (૨)
જીરેભાઇરે મીલો રીખીસરો તમે કરો વધાવું,
એવા ધીયાવો તમે ધરમ વિચારો હો જીરેભાઈ. (૩)
જીરેભાઈરે પહેલે કરતા જુગ માંહે જીવને પાંત્રીસ ફેરા,
જેણે સુધો કરી ન આરાધીઆ હો જીરેભાઇ. (૪)
જીરેભાઈરે જેણે આરાધીઆ તે જીવ છુટા,
તે તો સહી અમરાપુરી પોતા હો જીરેભાઇ. (૫)
જીરેભાઇ મદ અહુંકારે વાદે વીરોધીયા,
દુનીયાને સવરાથે લાગા હો જીરેભાઇ. (૬)
જીરેભાઇ પહેલે કરતા જુગમાંહે શાહાનું રૂગ વેદ વરત્યા,
તેણે વારે તે ફલ લીખાણા હો જીરે ભાઇ. (૭)
જીરેભાઇ ઉતર દીસે હંસપુરી નગરી,
તે તો ગુરજીએ વાટ દેખાડી હો જીરે ભાઇ. (૮)
જીરેભાઇ ગત ગંગા તે ગુર ભરમાજીને આરાધીયા,
જેણે આરાધીયા તે જીવ છુટા હો જીરેભાઇ. (૯)
જીરેભાઇ દઇત હરણાકંસ સાહેબે નખેસું વીદાર્યા,
કરોડીએ પાંચેસું રાજા પહેલાજ તાર્યા હો જીરેભાઇ. (૧૦)

જીરેભાઇ પહેલે કરતા જુગ માંહે શાહાનું નામ તે સનો
નામ ભણતા,
તેણે નામે શાહાના રીખીસર મીલતા હો જીરેભાઈ. (૧૧)
જીરેભાઈ પહેલા કરતા જુગમાંહે સાડી ઓગણીસ
વેસુઆ સત ધરમના હોતા,
અરધો વેસુંઉ વરત્યો પાપ હો જીરેભાઇ. (૧૨)
જીરેભાઇ પહેલે કરતા જુગમાંહે વૃત એકાદશી
મંગળવારી જે જીવ કરતા,
તે જીવ અવગતીયા નહી હોતા હો જીરેભાઇ. (૧૩)
જીરેભાઇ પહેલે કરતા જુગમાંહે જીવને વનનું દાગજ દેતા,
તેણે દાગે જીવડાઓખ મુગત ફેલ લહેતા હો જીરે ભાઇ. (૧૪)
જીરેભાઈ પહેલે કરતા જુગમાંહે કુંજર મેદ જાગ કરતા,
તેણે દાગે શાહાના રીખીસર મલતા હો જીરેભાઈ. (૧૫)
જીરેભાઇ કરતા જુગમાંહે શાહાનું ગટપાટ વરત્યા
સોનાનું ગાટ સોનાનું પાટ,
કુંજર દાનજ દેતા હો જીરેભાઇ. (૧૬)
જીરેભાઇ પહેલે કરતા જુગમાંહે શાહાના ચાર રૂપ વરત્યા,
ચારહી દાણવ શાહા સંગાર્યા હો જીરેભાઇ. (૧૭)
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સહેસ્ર,
શ્રી મચ્છ રૂપે શાહા નામ ભણાવીયા હો જીરેભાઇ. (૧૮)
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ર,
શ્રી કોરભ રૂપે શાહા નામ ભણાવ્યા હો જીરેભાઇ. (૧૯)
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી વારા રૂપે શાહા નામ ભણાવ્યા હો જીરેભાઈ. (૨૦)

## પરબ પાંડવાના પાઠ ૨૧ (કુલ્લે પાઠ ૫૭૮)

રચનાર—સઈયદ ઈમામ શાહ. (÷)

પરબ પાંડવે માંડયું કુળ ક્ષેત્ર શાર,
ત્યારે પાલટી શ્રી કરશનજીએ લીધો બુધ અવતાર. (૧)
જયારે કુળ ક્ષેત્ર માંહે પાંડવે યુધ્ધજ કર્યા,
તારે ખુણ અઢારસું દુરજોધન રણ માંહે પડયા. (૨)
કૌરવ પાંડવ દોઈ લડયા,
ત્યારે ખુણ અઢાર એણે બંધવ મારયા. (૩)
જયારે ખુણ અઢાર એણે બંધવ મારયા,
તારે રાજા જુજેશઠલ ચીંતા માંહે રહયા, (૪)
આ૦યા ઘરે ઉપનો વીચાર,
આજ અમે બંધવ મારયા સાર. (૫)
આજ તેનું અમ સીર કરમ લાગ્યું અપાર,
તેડી બ્રાહ્મણ પુછયો વિચાર. (૬)
તે સરવે બ્રાહ્મણ માંહે એક હતો સરદાર;
માણેકચંદ હતો વેદ વંત અપાર. (૭)
રાજા ધરમ તેને તેડાવીયો સાર,
તેને રાજા જુજેશઠલ પુછયો વીચાર. (૮)
આ૦યો બ્રાહ્મણ રાજાએ કરી વાત,
સાંભળો બ્રાહ્મણ કહું વિખીયાત. (૯)
કૌરવ મારયાનો બેઠો કરમ,
એ વાતનો મોટો બેઠો મરમ. (૧૦)
તારે કહે માણેકચંદ રાજા તમે સાંભળો,

એક કહયું અમારૂં કરો. (૧૧)
તારે ભણે ભુપત તમે સાંભળો રૂખીરાય,
જે તમે કહેશો તે અમે કરશું સીરનાય. (૧૨)
જે તમે કહેશો તે કરશું હરી,
વાત તમારિ માનશુ ખરી. (૧૩)
તારે કહે રાજા જુજેશઠલ વારૂ મહારાજ,
હાથ તમારે છે હમારી લાજ. (૧૪)
જે તમે કહેશો બ્રહ્માજીકા સુત,
તે અમે કરશું નીતો નીત. (૧૫)
એક જગન તમે રચાવો દ્રઢ મન,
જમાડો જોશી ભાતો ભાત અન, (૧૬)
તેને આલો અન ધન અપાર,
જણ જણ દીઠ આલો હેમનો થાર. (૧૭)
જો પુસ્તકનું કહયું કરો પ્રમાણ,
તો બ્રાહ્મણને તેડા મોકલો પ્રમાણ. (૧૮)
જોયું પુસ્તક જેણી વાર;
તેડાં મોકલ્યા દેશો દેશ ચાર. (૧૯)
જો તમે કહયું અમારૂં કરો સાર,
તો સરવે પાતક તમારા જાશે તત્કાર. (૨૦)
તારે કહે રાજા તમે સાંભળો બ્રહ્માજીકા સુત,
જે તમે કહેશો તે આલશું નીતો નીત. (૨૧)



વાએક મોટો વેલ સાથેના પાઠ ૧૧ (કુલ્લે પાઠ ૬૫)

રચનાર—પીર શમ્સ ([])

એજી પીર શમ્સ કહે સુનો ભાઈ મોમનો,
કહું એક આગમ વાણી;
કલજુગ આયા તે કેમ જાણીએ,
તેની કહું એંવાણીજી. (૧)
એજી જે એલમ રાહા પીરે શીખલાયા,
તે તો કોઇ ન પાળે;
વેદ કહે સો ચિંત ન લાવે,
ને આપ મુરાદા ચાલેજી. (૨)
એજી પીર શમ્સ કહે સુનો ભાઇ મોમનો,
તમે કાંય પડોછો જુઆ;
આપ મુરાદા દોજકે પડીયા,
ને એલમ અમર હુઆજી. (૩)
એજી આપ મતીલા ને જુઠું બોલે,
મોમન તે ઉપર ભાવ ધરશે;
જે એલમ કેરિ રાહ બતાવે,
તાસું દાવે પડશેજી. (૪)
એજી એલમ આલ ઓળું કરી માને,
અને આપે ડાહ્યા થાશે;
કહે પીર શમ્સ સુનોરે ભાઇ મોમનો,
તે નીશચે દોજકે જાશેજી. (૫)
એજી આદ ઉણાદ આલ અલી નબીજીકી,

અને એલમ જુગા જુગ આયા;
જેણે પરતક પીરશાહ પ્રમાણ્યા,
તે જીવ બહેશતે સધારાજી. (૬)
એજી કલીકાર કલજુગ માંહે વાપ્યો,
કોઇ ગીનાન ન સુણે કાને;
એલમ આલકા કહ્યા ન માને,
તે જુઠેકું પ્રમાણે. (૭)
એજી જે સતી ગુર ગીનાને ચાલે,
અને તીનકું કહેગે જુઠા;
જે પાખંડી પર નીંદાગારિ,
તીનકું કહેગે મોટાજી. (૮)
એજી નિંદા કર કર જન્મ ગમાવે,
અને રાતે નચિંતા સોવે;
એલમ આલકી ખબર ન પાવે,
સો મોમન કીયું કર હોવેજી, (૯)
એજી સાચેકું કોઇ બાત ન પુછે,
અને જુઠેકું પાસ બુલાવે;
તે સબ કીસીકું ભુંડા બોલે,
અને ભુંડી બાત મીલાવેજી. (૧૦)
એજી કરે નીંદાને રીસ ઘણેરી,
અને ગતમાંહે કોઇ ન જાગે;
તે ઉપરા ઉપરી વાદ ચઢેગે,
તારે ગતકા મેલા ભાગેજી. (૧૧)

## સતગુર નુરના વીવાના પાઠ ૨૧ (કુલ્લે પાઠ ૧૧૨)

રચનાર—પીર હસન કબીરદીન (▭)

એજી રમતા રમતા પ્રભુ પાટણ આવ્યા.
પુરાં કામ કીધાં પીરેરે... .. ... ... ...
પુરી બ્રહ્મ વરને પુજોજી. (૧)
એજી ધરમ આલીને પીર પોતે પધાર્યા,
ધારા નંગરીમાં ધ્યાન કેવાયારે... ... ...પુરી૦ (૨)
એજી સકલ ગુણ પુરથી પીર પોતે પધાર્યા,
આવ્યા તે વન મીંજારરે... ... ...પુરી૦ (૩)
એજી વનમાંહે જઇ પીરે રમતજ કીધી,
કર પુસ્તક લીધા મુરારીરે... ... ...પુરી૦ (૪)
એજી પીર મુખ વાણીનાં ગીનાન સુણીને,
વનનાં પંખી સરવે મોહીયારે... ... ...પુરી૦ (૫)
એજી પ્રેમે તે પીરે વનમાંહે વીરેહ વધાર્યા,
વાઘ વરૂ વેગે આવ્યારે... ... ...પુરી૦ (૬)
એજી રાણી પાલણદેનું વૃત છે મોટું,
હરણ હાથે રાંધી ચાખેરે... ... ....પુરી૦ (૭)
એજી પ્રેમે પાલણદેની પુર્વની પ્રીતે,
તે પુરણ પ્રેમ હરસું રાખેરે... ... ...પુરી૦ (૮)
એજી શીકારી શોધે હરણ હાથ ન લાગે,
એ તો કારણ સરિખું કોઇક દીસેરે... ...પુરી૦ (૯)
એજી વનમાંહે પુરૂષ મોને અચરત દીઠી,
સરવે સાવજ પંખી નામે શીશરે... ...પુરી૦ (૧૦)

એજી મોને શીકારી મનમાંહે વાત વીચારી,
આ પુરૂષ પ્રાકરમી કોઈ પુરોરે... ... ...પુરી૦ (૧૧)
એજી નુર સતગુરે પારાધી બોલાવ્યા,
તમે કામે શું આવીયા પુરારે... ... ...પુરી૦ (૧૨)
એજી શીશ નમાવીને શીકારી બોલ્યા,
આ પુરૂષ પ્રાક્રમી કોઈ દીસેરે... ...પુરી૦ (૧૩)
એજી રાણી પાલણદે તેનું વ્રત છે મોટું,
તે સેર શીકાર મને જોઇએરે... .... ...પુરી૦ (૧૪)
એજી નુર સતગુરે સઉને સમજાવ્યા,
સેર શીકાર આલો હરણાંરે.... ... ...પુરી૦ (૧૫)
એજી પંખી સાવજને શાન કેવી આવી છે,
આ માંસ લીયોરે મુરારીરે... ... ...પુરી૦ (૧૬)
એજી જાંગ કાપીને આલીયો ઉમેદ,
સતગુરને મીલીયા સનમુખ ટોલેરે... ...પુરી૦ (૧૭)
એજી માંસ લઇને મોનુ તુરંત પધાર્યા,
આવ્યા તે કાન ગઢને પરોલેરે... ... ...પુરી૦ (૧૮)
એજી રાણી પાલણદે દાસી મોકલાવી,
માંસ લઇ આવો દાસીરે... ... ...પુરી૦ (૧૯)
એજી માંસ રાંધીને રાણીએ હાથેસું ચાખીયા,
ચાખતાં નવ નંદ પામીયાંરે.... ... ...પુરી૦ (૨૦)
એજી રાણી પાલણદેને હીરખજ વાધીયા,
એ તો કારણ ત્રીભોવરનું સામીરે... ...પુરી૦ (૨૧)



# ૧૦૦ ક્રીયામાંથી ક્રીયા ૪૪

રચનાર—પીર સદરદીન (++)

પ્રથમ હૃદય ધોઇને નીરમલ કરીએ ૧
બીજી ક્રીયા નાહીને જમીએ. ૨
સતે ચાલો તમે દીવસ ને રાત, ૩
કુડ કપટની મેલો ધાત. ૪
દયા પાળો તમે દીલસું જાણી, ૫
સુપાત્રે દાન દિજે પ્રમાણી. ૬
પરતક જાણીને પાસે રહીએ, ૭
સતગુર વચન હ્રદયમાંહે ગ્રહીએ. ૮
વડાઇપણાંનો ગર્વ ન કરીએ, ૯
દશમી ક્રીયા કાંઇ ક્રોધ ન કરીએ. ૧૦
સરજીયા હોય તો સતગુરને મલીએ, ૧૧
ધરમતણી આળસ ન કરીએ. ૧૨
નીત નીત ગતમાંહે મળીએ ભાઇ, ૧૩
ગુર મુખ ગતમાંહે નમો ધીયાઇ. ૧૪
નીત નીત અમી પીએ તે નર ધરમી, ૧૫
અહંકાર મુકે તે સદા સુકરમી. ૧૬
લોભ ન કરવો એક લગાર, ૧૭
પાક દાનતે રહેવું નીરધાર. ૧૮
જુઠું રખીસરને બોલવું નહી, ૧૯
સેવા અભીયાગતની કરવી સહી. ૨૦
ભુખ્યાને ભોજન આપવું જાણી, ૨૧

તરસ્યાને પણ પાવું પાણી. ૨૨
નાગાને વસ્ત્ર આપીને અરથજ લેવું, ૨૩
સગા સાવગાની ગાસજ સેહેવું. ૨૪
સો ગાળ સાંખીને ક્રોધ ન કરવો, ૨૫
અવગુણ કરે તાસું ગુણજ કરવો. ૨૬
ઓછું કેને વિરા આલવું નહીં, ૨૭
અદકું કેનું વીરા લેવું નહીં. ૨૮
કુડી નજર કોઇ પર ન ધરીએ, ૨૯
પર સ્ત્રી સાથે ગવન ન કરીએ. ૩૦
જુઠી અજાણિ ન દીજે ગવાઇ, ૩૧
કુડ કપટ ન રચીએ ભાઇ. ૩૨
મુખ થકી આર ન કહીએ લગાર, ૩૩
ધન વીયાજનો ન કરીએ અહાર. ૩૪
હાડ વકરો કરવો નાહીં, ૩૫
પશુ પાળી ન વેચવું ભાઇ. ૩૬
ધરતીતણું મુલ ન કરીએ એ છે માતા, ૩૭
કન્યાતણી રખે દ્રવજ ખાતા. ૩૮
દયા આણીને કીજે ઉપકાર, ૩૯
ચાલીસમી ક્રીયા પાળવી નીરધાર. ૪૦
લાંચ ન ખાઇએ વીરા એકજ રતી, ૪૧
જુઠો ખત ન રાખીએ સતી. ૪૨
મેદાને જઇ પાંચ આશરમ કરીએ, ૪૩
પાણિ લઇને લગનીતજ કરીએ. ૪૪

# રાજા ગોવરચંદ તથા તેની બહેનની કથા

## ના પાઠ ૨૦ (કુલ્લે પાઠ ૩૭૬)

રચનાર—પીર શમ્સ (ঃ)

રાજા ગોવરચંદના ગુણ સાંભળોરે ગુણવંતા,
એવા સતે ચાલજો સાચા યાર—હો યાર (૧)
કાંઇક રાજથી રુડો દીઠો આ જુગમાંહે,
તેણેથી તજીયા કારમા સંસાર—હો સંસાર. (૨)
એવો જાણીને લેજો ભોળા પરખીને લેજો,
આપ દુઃખીલો સંસાર—હો સંસાર. (૩)
એવા અનેક રાજા પહેલા મરી મરી ગયા,
તે મેલી ગયા ગીરથ ભંડાર—હો ભંડાર. (૪)
તે તો મતના હિણા નર નીંદ્રાલવા... ... ...
પ્રથમ જારે રાજા આવી રાજે બેઠા,
તારે માતાને તે નામીયાં શીશ—હો શીશ. (૫)
તારે પુરણ પ્રેમે માતાએ દીધી આશીશ,
કુંવર જીવજો કરોડ વરસ—હો વરસ. (૬)
રાય દાન દેજો નામ નારાયણનું લેજો,
જેણે સીધ થાય તમારાં કાજ—હો કાજ. (૭)
અલપ ઓહાણ આ જુગ કરી જાણજો,
જેણેથી અમર થાએ તે કરજો કામ—હો કામ. (૮)
તારે રાજા રાજે બેસતાં બહુ દાનજ દિધાં,
તેણે થયા તે જે જેકાર—હો જે જેકાર. (૯)
તારે દેશ વીદેશ રાયનો જશ બોલાણો,

નઇ પ્રજાને દુઃખ લગાર—હો લગાર. (૧૦)
એવા રાજ કરતા રાજાને કઇ દીન થયા,
તારે સાંભરીયાં તે માતાનાં વચન—હો વચન. (૧૧)
અલપ આ રાજ જાતાં વાર ન લાગે,
એવું ઉપનું તે રાજાને મન...હો મન. (૧૨)
તારે તેડી પ્રધાન પુછે રાજા ગોવરચંદ્ર,
કાંઇક નવીન છે વીચાર—હો વિચાર. (૧૩)
આ જોને બંગાલા દેશનો રાજ છે રૂડો
પણ અમર થાઈએ તે કામ કીજે આ સંસાર—હો સંસાર. (૧૪)
એ રાજા અમર ફલ ખાઓ તો અમરજ થાઓ,
તે તો જાણે જોગેસર પાર—હો પાર. (૧૫)
એમ બોલીયા પ્રધાન રાય,
તમે જોગી જમાડો તે તેડી તમારે ભંડાર—હો ભંડાર. (૧૬)
એ રાયજી જોગી જમાડો તેનાં પત્ર વઢાડો,
તારે જેનાં પત્ર ન ફુટે તે સીધ કરી જાણો—હો જાણો. (૧૭)
રાય સીધ કેરી સેવા કરતાં થઇએ અમર,
એ વાત મનમાંહે આણો—હો આણો. (૧૮)
તારે દેશ વીદેશ કહાવીયો મહારાજે,
જે કોઈ કુલ જોગી હોય—હો હોય. (૧૯)
તે તો રાજા ગોવરચંદને ભંઢારે જમવા આવે સહી,
ત્યાં જો કોઇ નહી આવે તેને ગુરૂની આંણ—હો આંણ. (૨૦)



## શ્રો ગીનાન ભાગ ૪ થાનું ગીનાન ૫૫ મું
## (કુલ્લે પાઠ ૪૧ માંથી શરૂઆતના પાઠ ૨૧)

રચનાર—સઇયદ ઇમામશાહ

એજી ફરમાન ઈલાહી જબરાઇલકું,
બાવા નબીઅસે અમર લંહદા એજી. (૧)
એજી આલ ઈમામને પીર મુસલે,
બાવા નબીઅસે બરહક સીદાએજી. (૨)
એજી ચશમે સનાખત દીલબી મોહોબત,
બાવા જીભીઆ ચલાવત યારી એજી. (૩)
એજી તેના ઘટ ભીતર સાહેબ રાજો ભરપુર બેઠા,
સાંઇઆ હોનું ઠામ સવારેઆ એજી. (૪)
એજી અકલ બોલે જાકું ફરમાન હાજર,
હાજર દીનકી રાહા રસીદા એજી. (૫)
એજી આવો રીખીસર કરીઓ સખાવત,
તમે સત મ છોડો મોરા ભાઇ એજી. (૬)
એજી જેણે સરજીઆ તાકું શ્રેવો,
તમે ધીઆવો તો ધરમ વીચારો એજી. (૭)
એજી જેની સાચી સુકરિત ઓઇ ફલ લેસે,
બાવા ફરમાને પંચ રહેવા એજી. (૮)
એજી જેણે હેત પ્રીત દુનીઆ દીલ લયણાં,
તીનકું શાહા પીર ગુર નહી મલીઆ એજી. (૯)
એજી જીભીઆ સું મીલીઆ ને મન માંહે બાજી,
તેણે કુડી તે રચણી રચાઇ એજી. (૧૦)

એજી મોમન નાંહી જે હાલસું ચોરિ,
તેણે હલત્ર પલત્ર ગમાયા એજી. (૧૧)
એજી મોમન તેજે હાલ ગમીઅજે,
તેણે ફલ તેત્રીસાસું પાયા એજી. (૧૨)
એજી જેણે કલજુગ માંહે ફલ પીર શાહા મલીઆ,
બાવા તે દીદારી સોહી એજી. (૧૩)
એજી હલત્ર ન દેણા સો પલત્ર કીઆ લેણા,
તેની દાલ સાથી સરવે ખાલી એજી. (૧૪)
એજી સુગરા સીધક સલામત સાલેહ,
ત્યાં નુગરેકું ઠોરજ નાંહી એજી. (૧૫)
એજી જેની કાચી છે કીરીઆને દરગેસું કુડા,
બાવા તે દીદાર કેમ લયસે એજી. (૧૬)
એજી જેની સોહબત નાંહી ને તે કેમ સાલે,
બાવા તે દીદાર નહિં લયસે એજી. (૧૭)
એજી આગે પીર શાહા ગરણુ (ખાનું) રચાયા,
બાવા સેવા ઉનું થકી પાયા એજી. (૧૮)
એજી જેને રીદેહ જોત નાંહી ને મેડ ના હુઆ,
બાવા તે કીઆ દેખે નુગરા અંધા એજી. (૧૯)
એજી તાયત કરો તમે ત્યાં થકી પામો,
બાવા ઉપાધીકું મેડા નાંહી એજી. (૨૦)
એજી પીરસું જુદા બંદા કરેરે કમાઈ,
તેને મોખ મારગ સરવે ધંધા એજી. (૨૧)



સતગુરનુરના પુતલાના પાઠ ૨૩ (કુલ્લે પાઠ ૨૨૩)

(÷)

આદ ગુર બ્રહ્મા નુર સતગુર નામ,
જંપુદીપ માંહે ગુરે કીધો મુકામ. (૧)
સેહેતર દીપ દેલમ દેસ હો જાણુ,
ત્યાં નુર સતગુર આવ્યા હો આણુ. (૨)
દેલમ દેસથી પીરે કીયા હો આણુ;
તે આવ્યા નગરી ભીલડી હો જાણુ. (૩)
ભીલડી નગરીથી તરત આવ્યા હો દેવ,
તારે હીન્દુસ્તાન માંહે આવ્યા તતખેવ. (૪)
ખંડ ગુજરાત જાણો આણુ,
માંહે પાટણ નગરી ઉત્તમ જાણુ. (૫)
ત્યાં રાજ કરે જેસંગ હો રાય,
ત્યાં પુન્ન પવીત્ર ધરમજ થાય. (૬)
સત ધરમ તણી પ્રીત કરે અપાર,
મહા ગુણવંતા આવ્યા દયાળ. (૭)
તારે રાજાએ દેરા ખોલાવ્યા દ્વાર,
ઉભો રહે પુજારો તેણે ઠાર. (૮)
ત્યાં દેવકી પુજા પુજારોરે કરે,
ત્યાં નુર સતગુર આવિ સંચરે. (૯)
તારે દેરા માંહે પીર બેઠા હો જાયે,
ઇશ્વરની પીંઢી ઉપર મેલ્યા હો પાયે. (૧૦)
તારે પુજારો આવિયો તેણેરે ઠામ,
જુએ તો દેરા માંહે પીરે કીધો મુકામ. (૧૧)

તારે મુસલમાની ત્યાં દીઠો રૂપ,
એવો ગુરે કીધો સ્વરૂપ (૧૨)
તારે ઉભો પુજારો ગુરકે પાસ,
સુણો હો સાહેબ હમારી અરદાસ. (૧૩)
પુજારો કહે દેવની મુરત ઉપર કેમ રાખીયો પાયે,
એ મુરત પુજે છે જેસંગ રાયે. (૧૪)
તારે નુર સતગુર બોલ્યા વિખીયાત,
સુણો પુજારા હમારી વાત. (૧૫)
જો એ દેવ તમારા હોવે સહી,
તો તમ સાથે કાયકું બોલે નહી. (૧૬)
તારે પુજારે પીરસું વાતજ કહી,
એ પથરકી મુરત પીર બોલે નહી. (૧૭)
પરબતના જે આણીયા પખાણ;
ઘડી પુતલા ને માંડયાં મંડાણ. (૧૮)
માણુશે ઘડયા પુતલા ને માંડયા મંડાણ,
તે કેમ પીર બોલે હો જાણ. (૧૯)
નુર સતગુરે પુજારેસું વાતજ કહી,
કે હમારે હુકમસે એ બોલે સહી. (૨૦)
તારે નુર સતગુર વાચા ઓચરે,
તે વારે નાચે પુતલા ને નૃતજ કરે. (૨૧)
વાજીંત્ર વાજે બહુ ચીત્રામણ તણા,
વજાવા લાગા પીરકે ફરમાને ઘણા. (૨૨)
વાજા વાગે પથર તણા,
તાલ મરદંગ અતી ઘણા. (૨૩)

## નવ છુગામાંથી છુગો પહેલો.

રચનાર—પીર હુસન કબીરદીન (*)

આશાજી પાછમ દીસથી નરજી આવે,
આવે તે જંપુદીપમાંહે જાણુજી;
એવો નર મારો કાયમ આવશે,
થાયેસે તે પુરખ અવતાર... ... ... ...
હરી અનત અનત—હરી અનતેંજો શામી,
શાહા અનતેંજો અંત તુંહી જાણુજી. (૧)
આશાજી એવો પુરખ વીરા તમે શ્રેવો,
જે સાચી નારીનો ભરથારજી;
સેવા કરતાં સરવે માણો,
માણો તે જંપુદીપ મીંજાર... ... ...હરી૦ (૨)
આશાજી અમે પુરખ શ્રી ઇસ્લામ શાહા લાધો,
અને લાધો તે દીનનો દાતારજી;
એની નારી જે થઇ રહેશે,
તેણે કાંત્યો સુતર અપાર... ... ... ...હરી૦ (૩)
આશાજી સીરબંધ સારો અમેજ કાંત્યા,
અને આલ્યા તે હાથોઇ હાથજી;
તે દાડાની અમે નારી થઇ રહી,
તે સાચે શાહની જાણુ... ... ... ...હરી૦ (૪)
આશાજી એવો નર નારીએ ગોતીને લાવ્યા,
તે કરવા જીવુંના કામજી;
એની નારી જે થઇને ચાલશે,

તે પામસે અમરપુરીમાં ઠામ... ... ...હરી૦ (૫)
આશાજી નવ ફુગાની પાગજ વણી,
તે કીધી ઘરની નારજી;
હુવે પાઘડી બાંધો એ વર રાજા,
જે લાવી તમારી નાર... ... ... ....હરી૦ (૬)
આશાજી કાંતતા કાંતતા નરજીને જાણુયા,
એ બાલ કુંવારી તારી નારીજી;
તે નારી ફેરવી શાહા નજર કીધા,
દીધા તે અજુત ઉગાર... ... ...હરી૦ (૭)
આશાજી એતો નર ઓધારવા વાળો જાણો,
તમે રખે તે થાઓ ગેમારજી;
એ નર બાહુ રૂપે રમતજ રમ્યા,
તેની રમતે મ ભુલોરે ગેમાર... ... ...હરી૦ (૮)
આશાજી નારીએ જારે એ નર પામ્યા,
તારે કીધા તે પીર અવતારજી;
જો તમે એ નરને આરાધો,
તો ઉતરો પહેલે પાર... ... ... ...હરી૦ (૯)
આશાજી પીર હસન કબીરદીન ગીનાનજ બોલ્યા,
તેનું નવ ફુગાનું વીસતારજી;
ગીનાન વિચારી વિરા તમે ચાલજો,
તો પામો વઇકુંઠ ઠામ... ... ... ...હરી૦ (૧૦)



## સતવેણી મોટીના પાઠ ૩ (કુલ્લે પાઠ ૨૨૨)

રચનાર—નર મહમદ શાહ (=)

પહેલા સરજણહાર વખાણો. ૧
હરી નામ જપતાં શક ન આણો; ૨
જીસથી રહેશે દુજા ફેરા, ૩
જો તમે જાણો બહોત બહોતેરા. ૪
દુજા સત નબીકા સાચા, ૫
જેસી કરણી તેસી વાચા; ૬
જીભીયા આખો સુરીજન ભાવા, ૭
સાચા થા સો તો કેડે ધાવા. ૮
જગ સારા જેણે જુઠા કરી જાણા, ૯
સો આપણે સુરીજન સાથ સંધાણા; ૧૦
રે તુંહી, સાચા સાંહીંઆ પીયુજી.
સાચા થાસો સાચશું,
ખેલ ગયા મેદાનરે;
કુડે શાહા ન પાયા,
સો ફોકટ ફીરે નાદાનરે. [૧]

( તારિફ રસુલે દીનકી. )

સતકી બાતા જીને સાચી જાણી. ૧
ગયરસો અપણે દીલ ન આણી; ૨
અવર બીદાએત દાવે લાગા, ૩
ગફલત ધોકે ચોંક ન જાગા. ૪
નવ સો બરસ જગ ભએ રસુલા, ૫

સાચે મારગ કોઈ ન ભુલા; ૬
મોઢે દીન ને દીલમાંહે ખોટી, ૭
રસુલ ચલે સો બાટાં છોડી. ૮
સત પાંખે કેમ પારજ પાઇએ, ૯
જીસથી સત તે કેડે જાઈએ; ૧૦

રે તુંહી...
સાચી બાટ રસુલકી
અને સાચા એહિ સેરરે;
જે કોઇ ચાલ્યા સત વિના,
સો પડીઆ મોટે ફેરરે. [૨]

( સતગુર ગીનાનકી તારીફ. )

નબી મહમદ જુગમાં આયા, ૧
તીસથી ચાંદણા મારગ પાયા; ૨
બાટ સુધી સો ઉને દીખલાઇ, ૩
રીત રસમ સબ શાહાકી પાઈ. ૪
પંથી કોઇ ખોટા ન હોવે, ૫
ચાંદણે મારગ સબ કોઈ જોવે; ૬
તિસ અજવાલા આગલ કીના, ૭
જે જીવ જાએ પ્રેમ માંહે ભીના. ૮
સતવેણી તીસ ધરીયા નામ, ૯
જીસ ઘર પીયુકા પાઇએ ઠામ. ૧૦

રે તુંહી...
સિદક મુરશીદ આપણા,
કેતા કહીયા સો બોલરે;
બાટજો સગલી સતકી;
સો આન દીખાઈ ખોલરે. [૩]

## સતવેણી નાનીના પાઠ ૨ (કુલ્લે પાઠ ૨૨)

રચનાર—સઇયદ ઈમામ શાહ (=)

( સીતારેકી ઉત્પતી. )

પહેલા સુરીજન નીરીંજન હોતા. ૧
આદ અંતમાંહે તેજજ હોતા; ૨
તબ જા તેજ બીંબ ઉપાયા, ૩
સાદ શબ્દ સબમાંહે સમાયા; ૪
આદ અંત હોતા અકેલા, ૫
તબ તો સતગુર સુરીજન કે ભેલા; ૬
ઈશા ખેલ જે નર કેરા. ૭
તબ તો સતગુર ને સતારા; ૮
નહીં તબ રિત નહીં તબ રાતા, ૯
નહીં તબ નામ નહીં તબ જાતા; ૧૦
પેહેલા આપના પિંઢ ઉપાયા, ૧૧
સો તનમાંહેથી નુર નીપાયા; ૧૨
શાહ નુરકા સતગુર હુઆ, ૧૩
તબ પીછે ફીર રચના કીઆ; ૧૪
સારી હીકમત સતગુરને કીતી, ૧૫
ઉપના ફીરસ્તા તબ બાતાં બીતી; ૧૬
આગે આદમ ફીરસ્તા સાથા, ૧૭
સો સબ હુએ આપણી જાતા. ૧૮

રે તુંહી સાચા સાંહીઆ પીયુજી.

આપ નીરીંજન ઉપના,
અને આપે ઉપાઇ જાતરે;
આપસ માંહેથી ઉપના,
સો સતગુર સીતારા સાથરે. [૧]

( તીન સુરતકી ઉતપતી. )

કેતેક જુગ તે સીતારા રહેઆ, ૧
ઉશકા ભેદ કીને ન લહેઆ; ૨
આપે આપ સીરજણહારા, ૩
પાંચે તન શાહાકા સીણગારા; ૪
સીંતેર સેહેસ્ત્ર બરસ જો હોઇ, ૫
ઉપસે સીતારા અગોચર સોઇ; ૬
તબ તો શીરસ્તા કરતા કામા, ૭
ઉસકા કહીએ જબરાઇલ નામા; ૮
તબ તે સતગુર અગોચર હોતે, ૯
ઉસહી તેજમાંહે ફીરસ્તે ન પોતે; ૧૦
પીછે રચના રચી અપાર, ૧૧
પીંઢમાંહે ઉપના સુરીજનહાર; ૧૨
તબહી રચેઆ ધંધુકાર, ૧૩
પાંચે તનકા કીઆ વીસતાર; ૧૪
તીન સુરતકી જુગત અપાર, ૧૫
સખતિ સાથે રચેઆ સંસાર; ૧૬
વેદમાંએ અગોચર નેઆરા, ૧૭
તિસકા એ હુએ સકલ પસારા. ૧૮

રે તુંહી...

આપસ તન ઉપાયા,
સો તેજ પીંડજ માંયરે;
બ્રહ્મા વીષ્ણુ ને રૂદ્ર,
સખતી સો તન હોતા તાંયરે. [૨]

## સી હરફીના પાઠ ૨ (કુલ્લે પાઠ ૮)

રચનાર—સઈયદ આહમદશાહ (=)

બ્રહ્મ સોહંગ સત ચીત આનંદ, ૧
મરમ ઓહંગ જીત તીત ભએનંદ, ૨
અલખ અપાર સો અગમ અગોચર; ૩
સોઈ અલ્લાહ આપોઇ ભીતર; ૪
અલખ નીરીજન નામ ધરાયા, ૫
ઓહંગ શબ્દ સો આપ કરાયા; ૬
ચીદ શકતીકું પયદા કીતા, ૭
ઓહંગ અંગ સો આનંદ દીતા; ૮
કુદરત ઉનકી કોઇ પાર ન પાવે, ૯
અનત રચના સો આપ દીખાવે; ૧૦
ઓહંગ નીરંજન એક વીરખજ કીતા, ૧૧
ઉનકું ડાલી દોએ જો દીતા; ૧૨
એક નુર મહમદ મુસ્તફા, ૧૩
દુજા નુર અલી મુરતજા; ૧૪
માઇ ફાતમા બી ઉનકે ભેલે, ૧૫
હશન હુશેન ઉસ નુર માંહે ખેલે; ૧૬
એસા ઓહંગ આપે સમરથ, ૧૭
સરવે વીયાપક બુજો જીત તીત; ૧૮
સતગુર સાહેબકા સરણા લીજે, ૧૯
ઓહંગ આપસકું સાબત કીજે. ૨૦

રે તુંહી...

ઓહંગ કાર અપાર ભજ,
અને તજો અભીમાન કલેશરે;
ત્રીસો (૩૦) અક્ષર કાન ધર,
એહી બડો ઉપદેશરે. [૧]

(۱-અલેફ) એક અવનાસી દેવ, ૧
આપ ગત અપરમ અપાર અભેવ; ૨
તાં જીવ ધર તું ધીયાન હજુર, ૩
સોઇ સબ ઠોર રહા ભરપુર; ૪
(ب-બે)બીન જીભીઆ સમરણ કરો, ૫
મનસું લે ઉનકી ધુનજ કરો; ૬
પુરણ બ્રહ્મ જહાં તહાં આપ, ૭
તે અજપેઆકા કીજે જાપ; ૮
(ت-તે) તીત વસત સહેજ કર લીજે, ૯
ભજન કરતા વીલંબ ન કીજે; ૧૦
જો તન મન માંહે સુરત લગાવે, ૧૧
તો અલખ નીરીંજન ઘટમેં પાવે; ૧૨
(ث-સે) સાબત હો કર ખોજો દેહી, ૧૩
બોલનહાર નીરંજન વોહી; ૧૪
ઘટઘટ બોલે રમતા રામા, ૧૫
નાદ બંદ નારાયણ નામા; ૧૬
(ج-જીમ) જુગત બીના જોગ ન હોઇ, ૧૭
બાતે પ્રેમ ન પાવે કોઇ; ૧૮
જોગ જુગતસું લાવે ધીઆન, ૧૯
સોહિ જોગી આ જુગ પરમાણ. ૨૦

રે તુંહી...

મનછા વાચા કરમલા,
જીન ન ખોજી દેહરે;
આહમદ વએ નરમુંઢ હય,
જયું ગધાકે શીર ખેહરે. [૨]

